# 13. સાગરકાંઠાનો પ્રવાસ



**રઘુવીર ચૌધરી**

**જન્મ : 5-12-1938**

રઘુવીર દલસિંહ ચૌધરીનો જન્મ ગાંધીનગર જિલ્લાના બાપુપુરા ગામે થયો છે. કૉલેજ કક્ષાએ વરસો સુધી અધ્યયન-અધ્યાપનકાર્ય કર્યું છે. તેઓ આપણા જાણીતા નવલકથાકાર અને નાટ્યકાર છે. કવિતા, ટૂંકી વાર્તા, વિવેચન, નિબંધ વગેરે ક્ષેત્રે યશસ્વી પ્રદાન કર્યું છે. 'ઉપરવાસ કથાત્રયી' તેમની પુરસ્કૃત થયેલી નવલકથા છે. 'ઝૂલતા મિનારા' નાટકસંગ્રહ અને 'સહરાની ભવ્યતા' નિબંધસંગ્રહ પણ તેમણે પ્રસિદ્ધ કર્યા છે. તેઓ કલાનો કસબ જાળવી મૂલ્યનિષ્ઠ સાહિત્યનું સર્જન કરે છે.

ગુજરાતના દરિયાકાંઠે આવેલાં જાણીતાં સ્થળો માધવપુર, દ્વારકા, સોમનાથ, દીવ, દાંડી, માંડવી જેવાં સ્થળોનું રસપ્રદ શૈલીમાં વર્ણન કરવામાં આવ્યું છે. પ્રસ્તુત એકમ દ્વારા આપણને ગુજરાતના દરિયાકાંઠાની વિશેષતાઓનો પરિચય મળે છે. સાથે-સાથે પ્રવાસના આયોજન બાબતે પણ ખ્યાલ આવે છે.

વર્ગશિક્ષક સોમનાથે પ્રવાસનું સ્થળ નક્કી કરવા ત્રણ વિદ્યાર્થીઓની સમિતિ નીમી હતી : રેવતી, વરુણ અને સિંધુ. ઘંટ વાગતાં ચર્ચા અટકી. સોમનાથે પ્રવેશ કરવાની સાથે પાટિયા પર નજર કરી. એ ભૂગોળના શિક્ષક હતા અને કુદરત વિશેની કવિતાના ચાહક હતા. પાટિયા પર લખાયેલી પંક્તિઓ વાંચી રાજી થયા. વિદ્યાર્થીઓ સામે ફરીને બોલ્યા :

'રેલાઈ આવતી છોને બધી ખારાશ પૃથ્વીની
સિન્ધુના ઉરમાંથી તો ઊઠશે અમી વાદળી.'

આ પહેલાંના તાસમાં ગુજરાતીના શિક્ષકે આ મુક્તક લખ્યું હશે, એમ માનીને સોમનાથ ભૂંસવા ગયા, ત્યાં રેવતીએ વિનંતી કરી : 'રહેવા દો સાહેબ, એ સુભાષિત જન્મદિવસની શુભેચ્છા છે.'

સોમનાથે એમની ડાયરી ખોલી. પોતાના વર્ગના દરેક વિદ્યાર્થીને એના જન્મદિવસે એ શુભેચ્છા આપતા. આજે પોતે કેમ ચૂકી ગયા ? આજે તો વર્ગના પ્રતિનિધિ સિંધુનો જ જન્મદિવસ છે. સિંધુને શુભેચ્છા આપી. એ

પગે લાગીને ઊભો રહ્યો. રેવતી સિંધુની પાટલી પરથી મીઠાઈનું પડીકું લઈ આવી. સોમનાથે પહેલો ટુકડો લીધો, 'અરે વાહ ! છે સુખડી પણ મોહનથાળ જેવી પોચી !'

રેવતી વિદ્યાર્થીઓને મીઠાઈ વહેંચતી હતી, એની સાથે પ્રવાસના સ્થળ અંગે સમિતિનો અભિપ્રાય સિંધુએ જાહેર કર્યો. 'કચ્છનું માંડવી, સૌરાષ્ટ્રનું માધવપુર અને દક્ષિણ ગુજરાતનું તીથલ આ ત્રણમાંથી સાહેબ નક્કી કરે તે.'

'શાબાશ ! તમે દરિયાકિનારાનાં સ્થળ પસંદ કર્યાં એ મને ગમ્યું. છેલ્લે આપણે આબુ-અંબાજી ગયાં હતાં. રસ્તામાં મેં તમને એક લેખ વાંચી સંભળાવ્યો હતો : 'પુણ્યના પર્વત જેવા રવિશંકર મહારાજ !' એના લેખક હતા –

'સ્વામી આનંદ !' – સિંધુએ કહ્યું.

પર્વતની ઊંચાઈ જોનારે સમુદ્રના ઊંડાણ વિશે પણ જાણવું જોઈએ. ગોળમેજી પરિષદમાં ભાગ લેવા ગાંધીજી ઇંગ્લૅન્ડ જઈ રહ્યા હતા. ઝવેરચંદ મેઘાણીને ખાતરી હતી કે બાપુ અપમાન વેઠી લેવાની ઉદારતા ધરાવે છે. તેથી એમણે ગાયેલું : 'સાગર પીનારા અંજલિ નવ ઢોળજો બાપુ !' ગાંધીજી દરિયાવદિલ હતા. એમણે કદી કોઈને શાપ ન આપ્યો. આશીર્વાદ આપ્યા. એમના હૃદયમાંથી અમી વાદળી ઊઠી.

'સાહેબ પ્રવાસનું સ્થળ નક્કી કરવાનું ભૂલી ગયા લાગે છે.' રેવતીએ વરુણ સામે જોઈને સોમનાથ સાંભળે એ રીતે કહ્યું. સોમનાથે તુરત પીઠ ફેરવી, મુક્તક ભૂંસ્યા વિના પાટિયા પરની બાકીની જગાએ પશ્ચિમ ભારતનો નકશો દોરીને દરિયાકિનારાનાં સ્થળોનાં નામ લખવા માંડ્યાં. છેક ઉપરના કોટેશ્વર, નારાયણસરોવરથી શરૂઆત કરી. માંડવીના નામ સામે વહાણ ચીતર્યું. પછી દ્વારકા – બેટદ્વારકા લખ્યું. 'બોલો હવે શું લખું ?'

'માધવપુર !' છેલ્લી પાટલી પર બેઠેલા વિદ્યાર્થીએ કહ્યું. 'મેં માધવપુર જોયું છે. એના વિશેનો લેખ પણ લાવ્યો છું. લો વાંચો.'

વિદ્યાર્થીઓને સોમનાથ પ્રોત્સાહન આપે છે. એ બને એટલું જાતે ભણે તો વધુ સારું એવું તે માને છે, તેથી લેખ વાંચવા લાગ્યા :

'માધવપુર સૌરાષ્ટ્રના સાગરકાંઠાનું વૃંદાવન છે. અહીં સદીએ-સદીએ મહાન સંતો આવ્યા છે. અહીં સદીઓ જૂનાં ઝાડ છે : આંબલી, રાયણ, નાળિયેરી બેશુમાર છે. પપૈયાં છે. અહીંના પોપટ પણ પપૈયા જેવા તાજામાજા છે. અહીં રુક્મિણી-શ્રીકૃષ્ણનાં લગ્ન દર વર્ષે ઊજવાય છે. ભવનાથ અને તરણેતરની જેમ અહીંનો મેળો જાણીતો છે. અહીં ભાદર, ઓઝત અને મધવંતી નદીઓ સમુદ્રને મળે છે. આખા ઘેડ વિસ્તારને હરિયાળો અને ફળદ્રુપ રાખે છે. અહીંનો દરિયાકિનારો વિશાળ અને ઊજળો છે. ઘણા પ્રવાસીઓ ચોરવાડ કરતાં માધવપુરના દરિયાકિનારાને વધુ પસંદ કરે છે. ત્યાંના સૂર્યોદય અને સૂર્યાસ્ત જોઈ મુગ્ધ થઈ જવાય છે.

'તો ચાલો માધવપુર !' - રેવતી બોલી.

સોમનાથે રેવતી - બલરામનાં પૌરાણિક પાત્રોનો પરિચય આપી આગળ વધવાનું પસંદ કર્યું. 'સોમનાથ' લખ્યું.

'સાહેબ પોતાનું નામ લખવાની ઉતાવળમાં સુદામા અને ગાંધીજીના વતનને ભૂલી ગયા.' - સિંધુએ વિનયવિવેક જાળવીને કહ્યું. 'અરે હા ! દ્વારકા અને માધવપુર વચ્ચે પોરબંદર ખરું. રાષ્ટ્રપિતાના જન્મસ્થળને કેમ ભુલાય ? અને ત્યાંનો દરિયો પણ મુંબઈના ચોપાટી વિસ્તારને ભુલાવી દે એવો છે. તો સોમનાથનું પ્રભાસક્ષેત્ર મનુષ્યના પુરાતન નિવાસનું કેન્દ્ર છે. આ વિસ્તારમાંથી મનુષ્યની પ્રાચીનમાં પ્રાચીન ખોપરી મળી છે. અહીંનું મંદિર અનેક વાર તૂટ્યું, પણ ભક્તોની શ્રદ્ધા વધતી રહી. અત્યારે જે ભવ્ય મંદિર આખા દેશના યાત્રીઓને ખેંચી લાવે છે એ સાતમું છે. દ્વારકાનું ત્રિલોક સુંદર જગતમંદિર પણ સમુદ્ર કિનારાની શોભા છે.'

'સર, તમે એક વાર સાત દ્વારકાની વાત કરતા હતા-'

'હા, એ માટે આપણે પાંચ હજાર વર્ષના ઈતિહાસમાં દાખલ થવું પડે. વિદ્વાનો કહે છે કે અત્યારનું મંદિર સાતમી વાર બંધાયેલું છે, તો કેટલાક સંશોધકો જુદાં-જુદાં સ્થળોને દ્વારકા તરીકે ઓળખાવે છે. દ્વારકા એટલે ભારતમાં સમુદ્રમાર્ગે પ્રવેશવાનું દ્વાર - 'ગેટ વે ઑફ ઈન્ડિયા !' એમ તો દીવ દ્વારા પણ વિદેશીઓ ભારતમાં ક્યાં નથી પ્રવેશ્યા ? તળાજા પાસેનું ભવનાથ મંદિર ! 'આજ મહારાજ જલ પર ઉદય જોઈને-' કવિ કાંતનું એ કાવ્ય ભવનાથના સાગર કિનારે રચાયેલું. નજીકમાં મણાર-અલંગમાં વહાણ તોડવાનું વિશ્વવિખ્યાત કેન્દ્ર છે. પ્રાચીન કાળમાં ધોલેરા-લોથલ સુધી વહાણવટું ચાલતું.

'લોથલ અને તીથલને કશો સંબંધ ખરો ?'- વરુણે પૂછ્યું.

'સંબંધ સમુદ્રના 1666 કિમી લાંબા સાગરકિનારાનો ! પણ જો આપણે તીથલ જઈશું, તો દાંડીના દર્શન પણ કરીશું. સમુદ્ર ઉદાર હૈયે માનવજાતિને મીઠું પૂરું પાડે છે. અંગ્રેજોએ એના પર વેરો નાખ્યો. ગાંધીજીએ એક મુઠ્ઠી મીઠું લઈને સત્યાગ્રહ કર્યો– વેરો નાખવાના કાયદાને પડકાર્યો. આખો દેશ બેઠો થયો. ભારત પર દરિયાના ઉપકાર કંઈ ઓછા નથી.

'સર, આપણે દીવથી દાંડી સુધી નૌકાનો પ્રવાસ કરીએ, તો કેવી મઝા આવે ! કહે છે કે પહેલાં લોકો સોમનાથથી સીધા ખંભાત જતા !'

'મોટા થાઓ પછી જજો. જામનગરના સદ્ગત જગુભાઈ તન્ના એકલા નાનકડી નાવડીમાં મુંબઈ ગયેલા છે. આપણે પહેલાં જાણવું જોઈએ કે કઈ મોસમમાં ક્યાંથી ક્યાં જવાય ? માંડવી અને માધવપુરના દરિયાકિનારે રેતીના વિશાળ પટ છે, તો દીવ અને સોમનાથ પાસે કિનારાથી જ ઊંડાણ શરૂ થઈ જાય છે. દરેક બંદરના કાંઠાના જળનો નોખો રંગ અને નોખું વ્યક્તિત્વ હોય છે. ગુજરાતીઓ દરિયાખેડુ ગણાય છે, કેમકે એ દરિયાને ઓળખે છે. પૂજે છે.

ઝૂલેલાલનાં ગીત તમે સાંભળ્યાં હશે. સિંધીઓ એ ગાય છે. ઝૂલેલાલે હિન્દુ-મુસ્લિમને એક માન્યા છે. એ વરુણદેવનો અવતાર ગણાય છે.

'તો તો હું મારું નામ દરિયાલાલ રાખી શકું.' વરુણે કહ્યું. ત્યાં સિંધુ સાહેબની રજા લઈને ગાવા લાગ્યો :

'ઓ લાલ મેરી પત રખિયો બલા ઝૂલે લાલણ...!'

આખો વર્ગ તાળીઓ સાથે જોડાયો.





## • ટિપ્પણ

**ઉર** હૃદય **અમી** અમૃત, મીઠાશ **પ્રતિનિધિ** ને બદલે, ના તરફથી કામ કરવા નિયુક્ત થયેલો માણસ **લેખ** લખેલું તે, લખાણ **અંજલિ** ખોબો, પોશ **નોખું** જુદું, અલગ **અવતાર** જન્મ, દેહધારણ, સંસારમાં (પ્રભુ કે દેવનો) જન્મ થવો

## • રૂઢિપ્રયોગ

**દરિયાવદિલ હોવું** - ઉદાર દિલવાળા હોવું.

**અમી વાદળી ઊઠવી** - કૃપા થવી, મહેર થવી.

## • ભાષા-સજ્જતા

### • નામપદ •

વાક્યમાં ક્રિયાપદ સિવાય બીજું શું હોય ? ક્રિયાપદ ઘટના બતાવે, તો એ ઘટનામાં કોઈ માણસ હોય કે કોઈ પદાર્થ હોય અને સ્થિતિ બતાવતું હોય ત્યારે ? એ સ્થિતિ કોઈક પદાર્થની તો હોય ને ? એ પદાર્થ કેવો છે, ક્યાં છે તે એ પદાર્થની સ્થિતિ ગણાય. આમ, વાક્યમાં આ બધા પદાર્થો, વ્યક્તિઓ જે શબ્દથી સૂચવાય તેને નામપદ કહેવાય.

વાક્યમાં સામાન્ય રીતે ઓછામાં ઓછું એક નામપદ અને એક ક્રિયાપદ હોય. વાક્યરચનામાં નામપદ પહેલાં આવે અને ક્રિયાપદ અંતે આવે.

નીચેનું વાક્ય વાંચો અને નામપદ - ક્રિયાપદ ક્યાં છે ? તે જુઓ.

- સોમનાથે એમની ડાયરી ખોલી.

ઉપરના વાક્યમાં **સોમનાથે, ડાયરી** જેવા શબ્દો નામપદ બતાવે છે અને **ખોલી** એ ક્રિયાપદ બતાવે છે. આવાં બીજાં વાક્યો પાઠમાંથી શોધો.

જેમજેમ વાક્યો તપાસતાં જશો તેમતેમ તમને ખબર પડશે કે વાક્યમાં ક્રિયાપદ તો એક જ હોય છે અને નામપદ એક હોય અથવા વધુ પણ હોય. વાત સાચી છે. એક સાદા વાક્યમાં એક ઘટના અથવા સ્થિતિ હોય. એની સાથે વ્યક્તિ કે પદાર્થો વધુ હોઈ શકે. ‘રમવાની’ ઘટના હોય, તો માણસ એકલો-એકલો રમે અથવા બે કે વધુ માણસો હોય. ‘કાપવાની’ ઘટના હોય તો ? કાપનાર વ્યક્તિ, કપાનાર પદાર્થ અને કાપવાનું સાધન - પદાર્થ પણ હોય, ખરું ને !

તો હવે, આપણી પાસે વાક્યની રચનાના બે મુખ્ય ઘટકો આવ્યા. ક્રિયાપદ અને નામપદ.

**ક્રિયાપદ** - ઘટના કે સ્થિતિ બતાવે.

વાક્યને અંતે ગોઠવાય.

**નામપદ** - વ્યક્તિ કે પદાર્થ બતાવે.

તે ક્રિયાપદની પહેલાં ગોઠવાય.

વાક્યમાં જેટલાં નામપદો હોય એ સામાન્ય રીતે ક્રિયાપદ પહેલાં આવે. યાદ રાખજો કે વાક્યરચના સમજવાનો આ પાયો છે. એ એક વાર તમને સમજાઈ જાય પછી ક્યાંય ખાસ તકલીફ પડતી નથી.

## • અભ્યાસ

### 1. નીચેના પ્રશ્નોના ઉત્તર આપો :

(1) વર્ગશિક્ષક સોમનાથભાઈએ ત્રણ વિદ્યાર્થીઓની સમિતિ કેમ નીમી હતી ? એ સમિતિમાં વર્ગના કયા વિદ્યાર્થીઓ હતા ?

(2) છેલ્લે કયા સ્થળનો પ્રવાસ યોજાઈ ગયો હતો ?

(3) ઝવેરચંદ મેઘાણીએ બાપુ માટે કયું ગીત ગાયેલું ?

(4) સોમનાથનું પ્રભાસક્ષેત્ર કઈ વિશેષતા ધરાવે છે ?

(5) વહાણ તોડવાના વિશ્વવિખ્યાત કેન્દ્રનું નામ આપો.

● **સ્વાધ્યાય**

**1. નીચેના પ્રશ્નોના ઉત્તર લખો :**

(1) પાટિયા પર કઈ પંક્તિઓ લખાયેલી હતી ? આ પંક્તિઓ કેમ લખવામાં આવી હતી ?

(2) સમિતિએ કયા સ્થળનો પ્રવાસ યોજવાનું નક્કી કર્યું ?

(3) માધવપુરનું વર્ણન પાઠના આધારે કરો.

(4) દ્વારકા વિશે ચાર-પાંચ વાક્ય લખો.

(5) આ પાઠમાં ગુજરાતના દરિયાકાંઠાનાં કયાં-કયાં સ્થળોનો ઉલ્લેખ થયો છે ?

**2. વિચારીને લખો :**

(1) તમારા જિલ્લામાંથી કઈ-કઈ નદીઓ પસાર થાય છે ?

(2) આ નદીઓના કિનારે કયાં-કયાં જોવાલાયક સ્થળો આવેલાં છે ?

(3) આ સ્થળો પૈકી કોઈ પણ બે સ્થળોની વિશેષતા લખો.

(4) આ સ્થળો તમારી શાળાથી કેટલા અંતરે આવેલાં છે ?

(5) ધાર્મિક અને જોવાલાયક સ્થળોએ જોવા મળતાં સંકેતનાં બોર્ડ અને પ્રતીકોનાં ચિત્રો દોરી તેનાં નામ લખો.

**3. શિક્ષકની મદદથી નીચેના ફકરાનું શ્રુતલેખન કરો :**

''માધવપુર સૌરાષ્ટ્રના ......... મુગ્ધ થઈ જવાય છે.''

**4. નીચેનાં વાક્યોમાંથી નામપદ અને ક્રિયાપદ શોધી અલગ દર્શાવો :**

(1) મહારાજ ઝાડ પરના માંચડે બેઠા હતા.

(2) પહેલવાન હસી પડ્યો.

(3) લાકડામાંથી રમકડાં અને કાંસકી પણ બને છે.

(4) કનુ શરમાઈ ગયો.

(5) મેં વાડીમાં રીંગણી વાવી છે.

**5. પાઠમાં આવતા 'સ'-થી શરૂ થતા પાંચ શબ્દોની યાદી તૈયાર કરી આ શબ્દોને શબ્દકોશના ક્રમમાં ગોઠવો.**

**6. સૂચના પ્રમાણે કરો :**

- ગુજરાતનો નકશો જુઓ.
- ગુજરાતના દરિયાકાંઠે આવેલાં જોવાલાયક સ્થળો જુઓ અને યાદી કરો.
- આ સ્થળોની વિશેષતા અને મહત્ત્વ વિશે ચર્ચા કરો અને દરેક સ્થળ વિશે એક-બે વાક્યો લખો.
- આ વાક્યો પરથી ફકરો બનાવી યોગ્ય શીર્ષક આપો. આ ફકરાનું વર્ગમાં અને પ્રાર્થનાસભામાં વાંચન કરો.

**7. તમે તમારાં માતા-પિતા, ભાઈ-બહેન, મામાની સાથે ક્યાંય ગયાં હશો, તેને આધારે નીચેના પ્રશ્નોના જવાબ લખો :**

- તમે પ્રવાસમાં કોણ-કોણ ગયાં હતાં ?
- તમે કઈ ઋતુમાં ગયાં હતાં ?
- પ્રવાસે જવા કેટલા વાગે નીકળ્યાં હતાં ?
- જતાં પહેલાં તમે શી તૈયારી કરી હતી ?
- સામાનમાં સાથે શું-શું લઈ ગયાં હતાં ?
- પીવાના પાણી અને જમવાની શી વ્યવસ્થા કરી હતી ?
- વિસામો અને રાત્રિરોકાણ કયાં સ્થળોએ કર્યું હતું ?
- વચ્ચે કયાં-કયાં સ્થળો આવ્યાં હતાં ?
- મુસાફરીમાં કેટલો સમય લાગ્યો હતો ?
- તમે ત્યાં શું-શું જોયું ?
- તમને આ પ્રવાસ કેવો લાગ્યો ?

## ● પ્રવૃત્તિ

(1) ગુજરાતના નકશામાં દરિયાકાંઠે આવેલાં સ્થળો જુઓ અને યાદી કરો.

(2) તમારા જિલ્લાનો નકશો જુઓ અને તેનો અભ્યાસ કરો.

(3) 'આપણાં જોવાલાયક સ્થળો' અને 'આપણાં યાત્રાધામો' જેવાં પુસ્તકો મેળવીને વાંચો.

(4) તમારા જિલ્લાનાં જોવાલાયક સ્થળો વિશે માહિતી મેળવો.